ઝ૫૯૦

# ધનદ ચરિત્ર.

સર્વે જૈન ભાઇઓને વાસ્તે.

શ્રાવક હીરાલાલ વિ. હંસરાજ.

પરિશિષ્ટ પર્વ તથા વિવેક વિલાસ આદિક ગ્રંથોના
ભાષાંતર કર્ત્તાએ સંસ્કૃત ઉપરથી
ભાષાંતર કરી છપાવી પ્રસિદ્ધ
કર્યું.

મુંબઇ.

રાજ્યભક્ત પ્રીંટીંગ પ્રેસમાં કાળીદાસ સાંકળચંદે
છાપ્યું.

સંવત ૧૯૪૭ સને ૧૮૯૧.

કીંમત રૂ૦-૪-૦

# અર્પણ પત્રિકા.

**મે. રાજમાન રાજેશ્રી શેઠ તલકચંદ માણેકચંદ,**

જસ્ટીસ ઓફ ધી પીસ, ધી જૈન એસોસીએશન
ઓફ ઇન્ડીયાના પ્રમુખ, સાહેબ વિગેરે.

આપ જૈન ધર્મના ઉદયમાં અનુપમ ઉત્સાહ ધરાવો છો, વળી આપણા પ્રાચીન જૈનપ્રાસાદોના રક્ષણ માટે, ધર્મના અમૂલ્ય પુસ્તકોના ઉદ્ધાર માટે, તથા પામર સાધર્મીઓને આશ્રય આપવા માટે, વળી આપણા જૈનાવલંબી વિદ્યાભિલાષી બાળકોમાં વિદ્યા, તથા કેળવણીની વૃદ્ધિવાસ્તે આપ આપના ગંભીર અંતઃકરણથી માત્ર ઇચ્છો છો એટલુંજ નહીં, પરંતુ તે સંબંધિ વિચાર કરવા અહર્નિશ આપના અમૂલ્ય વખતને રોકો છો, તથા વળી તેમને તન, મન અને ધનથી આશ્રય આપવાને ઘણા ઉત્સાહપૂર્વક આગળ વધો છો. વળી આપના હૃદયમાં વિવેક, વિદ્યા આદિક અનેક ગુણોએ નિવાસ કર્યો છે. માટે હું આ એક મારૂં લઘુ પુસ્તક આપના હસ્તકમળમાં અર્પણ કરૂં છું, તે સ્વીકારવા અનુગ્રહ કરશો. એજ વિનંતિ.

**શ્રાવક, હીરાલાલ વિ. હંસરાજ**

જામનગરવાળા

# પ્રસ્તાવના.

અહો! પ્યારા જૈન બાંધવો! આપના ધ્યાનમાં હશે કે, જે સમયે કોઇપણ મનુષ્ય અકસ્માત સમુદ્રમાં જઇ પડે છે, તે વખતે તેનું ચિત્ત વ્યાકુળ થઇ ત્યાંથી તરીને કોઇ કાંઠે જઇ પહોંચવાની આકાંક્ષાથી આસપાસ તરવારના સાધનો શોધવાની યોજનામાં ચપળતાને શરણ થયેલું માલમ પડે છે. તે દરમીયાન તે મનુષ્ય-ના પૂર્વકૃત કર્માનુયોગે તે સ્થળે જો કોઇ પણ પ્રવહણ આવી ચડે, તો તે સમયે તે માણસ પોતાને પાર ઉતરવાના અભિલાષથી તેમાં આરૂઢ થઇ, આગળ પ્રયાણ કરવાની કોશીશમાં જરા પણ વિલંબ કરતો નથી. પરંતુ તે પ્રવહણને પ્રેરનાર સુખાણી જો અજ્ઞા-ની હોય, તો તે પ્રવહણને કોઇ ભયંકર તોફાનની સામે અફાળી તેની અંતાવસ્થાને પ્રાપ્ત કરે છે, અને તેથી તે પાર ઉતરવાની અભિલાષા ધરાવનારો મનુષ્ય પા-છે દીર્ઘ નિઃશ્વાસનીસાથે સમુદ્રનો ભોગ થઇ પડેછે. પણ જો તે પ્રવહણને પ્રેરનાર કોઇ પ્રવીણ સુખાણી હોય, તો તેને કોઇ કાંઠે લઇ જઇ, અંદર આરૂઢ થએલા મનુષ્યને સુખસમાધિથી પાર ઉતારી તેને અમંદ આનંદ આપે છે. તેમ આ આપણો આત્મા પણ વારંવાર આ ભ-વરૂપી અગાધ સાગરમાં પડી જઇ, અપાર આપદા સહન કરવાની ફરજોમાં આવી પડે છે. તે ફરજો બ-જાવતાં બજાવતાં કોઇ સમયે પૂર્વ પુણ્યના પ્રબળથી

આ મનુષ્યદેહ રૂપી પ્રવહણ તેના હસ્તમાં આવી ચડે છે. તે વખતે તે પાર પહોંચવાની આશંસાથી તેમાં આરૂઢ થાયછે. પરંતુ તે પ્રવહણને પ્રેરવાને આપણા વિપરીત કર્મના પ્રબળથી જો કોઇ કુદેવ રૂપી સુખાણી મળી ગયો, તો તે સુખાણી તેજ પ્રવહણને મિથ્યાત્વ રૂપી ભયંકર તોફાનમાં લઇ જઇ, તેનો નાશ કરી. પાછો આપણા આત્માને ભવાર્ણવમાં ફેંકી દે છે. પણ તે પ્રવહણને પ્રેરનાર જો શ્રીવીતરાગ પ્રભુએ કથન કરેલો જૈનધર્મ રૂપી સુખાણી હોય, તો તે પ્રવહણને કાંઠે લાવી આપણા આત્માને આ ભવસાગરથકી પાર ઉતારી મુક્ત કરશે, એમાં કંઇ પણ સંશય નથી. હવે આપણા આ દેહ રૂપી પ્રવહણને ભવસાગરથકી પાર ઉતારવાને આપણા પૂર્વકૃત સુકૃતાનુસારે શ્રી જૈન ધર્મરૂપી સુખાણી આપણને મળેલો છે. તે સુખાણી પર જો આપણે આપણા નિઃશંક અંતઃકરણથી શ્રદ્ધા રાખીએં, તો તે આપણને આ ભવાબ્ધિથકી પાર ઉતારવાને જરા પણ વિલંબ કરશે નહીં. પરંતુ તે સુખાણી પર અશ્રદ્ધાનો કિંચિતમાત્ર પણ આભાસ જો આપણા હૃદયમાં દાખલ થયો, તો તે આપણને પાર ઉતારવાને આગળ પ્રયાણ કરવા જરા પણ હિંમત ધરશે નહીં. અને તેથી આપણા આત્માને ફરીને પાછું ભવસાગરમાં પડી અપાર દુઃખ સહન કરવું પડશે. માટે તે અશ્રદ્ધા રૂપી વિષનું નિવારણ કરવાને અર્થે સર્વગુણ સંપન્ન આચાર્ય મહારાજ શ્રી અજિતપ્રભ સુરીએ ગુંફન કરેલા શ્રી શાં-

નેમિનાથજી મહારાજના અપૂર્વ ચરિત્ર રૂપી રત્નાકરમાંથી ભવ્ય જીવ શ્રીધનદ નામના મોક્ષગામી પુરૂષના ચરિત્ર રૂપી એક અમૂલ્ય રત્ન મેં શોધી કહાડયું છે. તે રત્નનું સ્મરણ આપણા અશ્રધા રૂપી વિષને નિર્મૂલ કરવાને અવર્ણનીય શક્તિ ધારણ કરનારૂં છે. તે આ રત્ન સમાન ચરિત્રમાં ધનદ નામના પુરૂષે પોતાના પૂર્વ જન્મમાં શ્રીજૈનધર્મપર શ્રધ્ધા, તથા અશ્રદ્ધાના જે આવેશો દર્શાવેલા હતા, તે આવેશોનાં સુખદુઃખ રૂપે જે પ્રતિફળો તેને ભોગવવાં પડેલાં હતાં, તેનો આબેહુબ ચિતાર આપના નયનયુગલ સન્મુખ હસ્તામલકની પેઠે નિવેદન કરવામાં આવશે. અને તે રત્નનું અહર્નિશ સ્મરણ કરવાથી આપણા અશ્રદ્ધારૂપી વિષનો નાશ થશે, એ વાત ગતશંક છે. આ પુસ્તક માટે મોટો આશ્રય રા. રા. શેઠ તલકચંદ માણેકચંદ, જસ્ટીસ ઓફ ધી પીસ, એંડ ધી જૈન એસોસીએશન ઓફ ઇંડિઆના પ્રમુખ સાહેબ તરફથી મળેલો છે. માટે તેમનો અનિર્વચનીય ઉપકાર માની આ મારી પ્રસ્તાવનાને હું સમાપ્ત કરૂં છું. એજ વિનંતિ.

શ્રાવક, હીરાલાલ વિ. હંસરાજ

જામનગરવાળા.

જીપ૭૦

શ્રીજિનાયનમઃ

# ધનદ ચરિત્ર.

## શિખરણી છંદ.

ભજો ભવ્યો ભાવે, ભુવનવિભુને ભકિતભરથી ।
નમો શ્રી ચારિત્રે વિજય ગુરૂને ગૌરવથકી ॥
લહો લોકો લાવો લવ લગનમાં લાભ લઇને ।
જિનેશે ભાષેલા જિન ધરમનો ચિત્ત દઇને ॥૧॥



આ જીવ અપાર ભવાટવીમાં અનંતી વાર ભમી ભમી, કોઈ ભાગ્યોદયના પ્રબળથીજ મનુષ્ય ભવને પામે છે. તેમાં પણ તે મનુષ્યભવને સફળ કરવાને, જૈન ધર્મ તો વિરલાજ પામે છે. કદાચિત્ પુણ્યના પ્રબળથી મુનુષ્ય જૈન ધર્મ પામી શુભ કાર્યોમાં પોતાનું દ્રવ્ય ખરચે તો પણ, તે કાર્યોથી મને ફળ પ્રાપ્તિ થશે કિંવા નહીં થાય, એવી રીતના સંશય ભરેલા સંકલ્પો, જો તેના ચિત્તમાં પ્રવેશ કરે તો, તે માણુસ ધનદની પેઠે સુખ દુઃખ બન્નેનો ભોકતા થાય છે. તે ધનદનું ચરિત્ર અહીં કહે છે.

આ ભરતક્ષેત્રમાં એક કનકપુર નામે નગર હતું, ત્યાં વિનય આદિક ગુણોથી અલંકૃત કનકરથ નામે રાજા હતો. તેને કનકશ્રી નામની પટરાણી હતી. વળી તેજ નગરમાં એક ધર્મધુરંધર રત્નસાર નામે શેઠ હતો. તેને રત્નચુલા નામે એક શિયલ-વંત સ્ત્રી હતી. તેઓને ધનદ નામે એક કળાવંત પુત્ર હતો. વળી તે નગરમાં એક સિંહલ નામે જુ-ગારી રહેતો હતો. તે હમેશાં એક દેવીના પ્રાસાદમાં જઈ જુગારીઓ સાથે જુગાર રમતો. એક દહાડો કર્મયોગે તે પોતાનું સઘળું ધન હારી ગયો. તેથી તે ક્રોધાયમાન થઇ દેવીને કહેવા લાગ્યો કે, અરે દુષ્ટ દેવી! હું હમેશાં અહીં તારા મંદિરમાં રહી, તારી સેવા કરૂં છું, તોપણ આજે હું મારૂં દ્રવ્ય કેમ હારી ગયો? માટે આજે તું મને થોડું દ્રવ્ય દે! નહીંતર તારૂં હું કંઇ પણ નુકશાન કરીશ. તે-ના એવી રીતના કટુ વચનો શ્રવણ ગોચર થવાથી દેવી કહેવા લાગી કે, અરે મૂર્ખ! તારે બાપે અહીં મારે ત્યાં શું કંઈ થાપણ રોકેલી છે? જે તું માગે છે. એ વાક્ય સાંભળી, તે એક પથ્થર ઉપાડી કહેવા લાગ્યો કે, ગમે ત્યાંથી તું ધન લાવી મને આપ! નહીંતર આ પથ્થર મારી તારી મૂર્તિના કકડે કક-ડા કરી નાખીશ. ત્યારે દેવી વિચારવા લાગી કે,

ખરેખર આ દુર્બુદ્ધિ તે કામ કરશે, માટે તેને કંઈ પણ ધન આપવું યોગ્ય છે. એમ વિચારી દેવીએ તેના હાથમાં એક ગાથા લખી કાગળના કકડો આપ્યો. ત્યારે તે મોટેથી બોલવા લાગ્યો કે, અરે રાંડ! હું આ કાગળના કકડાને શું કરૂં? ત્યારે દેવીએ કહ્યું કે, તારે ચૌટામાં જઇ તે ગાથા વેચવી, અને જે કોઈ હજાર સોનામોહોરો આપે, તેને તારે આ કાગળ દેવો. એ વચન સાંભળી મનમાં હર્ષ લાવી, તે ચૌટામાં ગયો. અને ત્યાં જઈ, મોટેથી બોલવા લાગ્યો કે, અરે લોકો! તમારે આ ગાથા વેચાથી લેવી હોય તો અહીં આવો. એવી રીતનું તેનું વચન શ્રવણગોચર થયાથી, લોકો તેની તરફ દોડી આવ્યા, તથા તેને પૂછવા લાગ્યા કે, ભાઇ તારે શી વસ્તુ વેચવાની છે? ત્યારે તેણે તે ગાથાનો પત્ર લોકોને બતાવ્યો. ત્યારે તેઓએ પૂછ્યું કે, આનું મૂલ્ય શું? ત્યારે તેણે તેનું મૂલ્ય એક હજાર સોનામોહોરો કહેવાથી, લોકો તે વાતને અસંભવિત જાણી તેની હાંસી કરી કહેવા લાગ્યા કે, અરે મૂર્ખ, આ કાગળના કકડાની તને હજાર સોનામોહોરો તે કોણ આપશે? એમ કહી લોકો તેની હાંસી કરી, ત્યાંથી ચાલતા થયા. એટલામાં કર્મયોગે ત્યાં રત્નસારના પુત્ર ધનદત્ત

આવવું થયું. ત્યારે સિંહલે તેને તે ગાથાપત્રિકા બતાવી. તે ગાથા પત્રિકા હાથમાં લઈ ધનદ વાંચવા લાગ્યો.

**जंजंविहिणालिहियं।तंचियपरिणमइसयलं लोयस्य इह जाणे विहिधीरा।विदुरे वि न कायराहुंति॥ १ ॥**

અર્થ–વિધાત્રાએ જે જે નિર્માણ કરેલું છે, તે તે સઘળું થાય છે, એમ વિચારી ધૈર્યવાન માણસો કાયર થઇ બેશી રહેતા નથી. ॥ ૧ ॥

આ ગાથા વાંચી ધનદના ચિત્તમાં એવી અસર થઈ કે, આ ગાથા લક્ષ સોનામોહોરો આપતાં પણ મળવી મુશ્કેલ છે, તો આ વખતે તે એક હજાર સોનામોહોરો માટે મને મળે છે, તો હું શામાટે ગ્રહણ ન કરૂં? એમ વિચારિ તે ગાથાપત્રિકા તેની પાસેથી લઈ, તેને હજાર સોનામોહોરો આપી વિસર્જન કર્યો, તથા પોતે દુકાનપર આવી તે ગાથા વારંવાર વાંચવા લાગ્યો. એટલામાં ત્યાં રત્નસાર શેઠનુ આવવું થયું. ત્યાં આવી શેઠે પુત્રને કહ્યું કે, હે પુત્ર, આજે તેં કેટલોક વ્યાપાર કર્યો? તે મને કહે. શેઠનું એ વચન સાંભળી, પાસે બેઠેલા કેટલાક વણિક પુત્રોએ મશ્કરીમાં શેઠને કહ્યું કે, આજ તો

તમારા પુત્રે મોટો વ્યાપાર કરેલોછે. એક હજાર સોનામોહોરો આપી એક ગાથા ખરીદ કરેલી છે, તથા આવો આવો વ્યાપાર કરી તમારો પુત્ર ઘણું ધન એકઠું કરશે. આવી રીતનાં અપહાસ્ય ભરેલાં વચનો શ્રવણ થવાથી, શેઠ ક્રોધયુકત થઈ, પુત્રને કહેવા લાગ્યા કે, અરે મૂર્ખ, તું મારી દ્રષ્ટિથી દૂર જા? મને તારૂં મુખ બતાવીશ નહીં. એવાં રીતના પિતાના અપમાન યુકત વચનો સાંભળી તે વિચારવા લાગ્યો કે, મારે હવે અહીંથી ધૈર્ય રાખો દેશાંતર નિકળી જવું. એમ વિચારિ તેણે ત્યાંથી ઉત્તર દિશા તરફ પ્રયાણ કર્યું. ચાલતાં ચાલતાં સુર્યાસ્ત સમયે એક અઘોર વનમાં જઈ પહોંચ્યો. ત્યાં તેણે રાત્રિ નિર્ગમન કરવા વાસ્તે મુકામ કર્યો. તે સ્થળે એક નિર્મળ જળથી સંપૂર્ણ ભરેલું સરોવર હતું. તેમાં સ્નાન કરી, તથા તેમાંથી પાણી પીને, તેના તટપર ઉગેલા એક વૃક્ષ નીચે, તેનાજ પત્રોની શય્યા પાથરી નિદ્રાવશ થયો. એટલામાં ત્યાં જળપાન વાસ્તે આવેલા વનચર પશુઓનો શિકાર કરવાને એક પારાધિ કરમાં ધનુષ્ય બાણ લઈ, આવી ચડયો. તે વખતે ધનદે નિદ્રામાં પોતાનું પાસું ફેરવવાથી, પાથરેલાં શુષ્ક પત્રોનો ખળભળાટ થયો. તે સાંભળી પારાધી પોતાના હૃદયમાં ચિંતવવા લાગ્યો કે, આ

રથળેથી કોઈ પશુ ચાલ્યું જાય છે. એમ વિચારી પારાધીએ, તે પત્રોના શબ્દાનુસારે એક બાણ ફેંક્યું. તે બાણ, એકદમ ધનદના ચરણમાં આવી ચોટયું. ત્યારે પારાધીએ વિચાર્યું કે, તે પશુ હવે મૃત્યુને પ્રાપ્ત થયું હશે. એમ વિચારી, તેની તપાસ કરવા વાસ્તે તે ત્યાં આવ્યો. એટલામાં ધનદ પ્રહારની પીડાથી દુઃખિત થઈ તે ગાથાનું સ્મરણ કરવા લાગ્યો. ત્યારે તે પારાધીને માલમ પડ્યું કે, અરે મેં દુર્બુદ્ધિએ કોઇ નિરપરાધી પથાનો ઘાત કર્યો. એમ વિચારી તેની પાસે આવી, તેને નમ્ર વચનોથી કહેવા લાગ્યો કે, હે ભાઈ, મેં અજાણમાં તને બાણનો પ્રહાર કર્યો છે, માટે મારા પર કૃપા કરી આપ મને ક્ષમા કરશો. એમ કહી તેણે તેના પગમાંથી બાણ ખેંચી કહાડ્યું. તથા તે જગોએ પાટો બાંધવા લાગ્યો, તેવારે ધનદે પાટો બાંધવાની ના પાડી, અને તેને પોતાને સ્થાનકે જવા ફરમાવ્યું. ત્યારે તે પારાધી પણ તેની ક્ષમા માગી સ્વસ્થાનક ગયો. ધનદના પગમાંથી લોહીની ધારા અવિચ્છિન્ન રીતે વહેવા લાગી, તેથી તે બેભાન થઈ પૃથ્વીપર પડ્યો. પ્રાતઃકાળે તેને મૃતકતુલ્ય જોઈ, ભારંડ પક્ષીએ ઉપાડી સમુદ્રની અંદર રહેલા એક ભયંકર

તથા નિર્જન દ્વિપમાં જઈ મૂકયો. પછી જેવામાં ભારંડ પક્ષી તેને ભક્ષણ કરવાની ઈચ્છા કરે છે, તેટલામાં કંઈ ચિન્હથી તેને જીવતો જોઈ, ત્યાંજ છોડી, તે પક્ષી આકાશ માર્ગે ઉડી ગયું. પછી થોડી વારે ધનદને ત્યાં ઠંડા પવનથી જરા ભાન આવ્યું. ત્યારે ઉભો થઈ દિશાઓ તરફ દૃષ્ટિ કરવા લાગ્યો, તો આસપાસ એક મનુષ્યવિનાનું જંગલ દૃષ્ટિએ પડયું. ત્યારે ચિત્તમાં ખેદ લાવી વિચારવા લાગ્યો કે, અરે! હું આ અઘોર અટવી-માં કયાંથી આવી ચડયો. વળી પોતાના મનમાં વિચારે છે કે, કર્મમાં જે લખ્યું છે, તે અન્યથા કરવાને કોઇ પણ શકિતવાન નથી. માટે આ વખતે શોક ન કરવો. કારણ કે કહ્યું છે કે,

**विपत्तौ किंविषादेन। सपत्तौहर्षणेनकिम्॥**
**भवितव्यंभवत्येवाकर्मणामिदृशीगतिः॥१॥**

અર્થ—વિપત્તિમાં ખેદ કરવાથી શું છે? તથા સં-પત્તિમાં હર્ષ પામવાથી પણ શું છે? કર્મના ગતિ પ્ર-માણે બનવાકાળ હોય છે તે તો બન્યાજ કરેછે.॥૧॥

એમ વિચારિ ધૈર્યનું અવલંબન લઇ, તે દ્વિપમાં કોઇ જલાશય શોધવા વાસ્તે ભ્રમણ કરવા લા-ગ્યો. એમ ભમતાં ભમતાં તેની નજરે એ-ક ઉજજડ નગરનું ખંડેર જોવામાં આવ્યું.

ત્યાં એક જીર્ણ કુવો પણ તેની દૃષ્ટિએ પડયો. તે કુવામાંથી તેણે કોઇપણ પ્રકારે કષ્ટ સહન કરી જળ કહાડી, પોતાની તૃષાનું નિવારણ કર્યું. વળી ત્યાં કદલીના વૃક્ષો ઉગેલાં હતાં, તેના ફળનું ભોજન કરી, શાંત થઇ, તે નગરની બહારના મેદાનમાં થોડે દૂર જઈ પોતાના આત્માને આરામ આપવા, એક સુંદર છાયાવાળા વૃક્ષ તળે જઈ બેઠો. એટલામાં સુર્ય અસ્તાચળ પર્વત સન્મુખ થયો. આકાશમાં અંધકાર વ્યાપ્ત થયો. તે વખતે ધનદને શીત વાવા લાગી. તેથી તેણે આસપાસથી વૃક્ષોના સૂકાએલ કાષ્ટો એકઠાં કરી, ચકમકના પત્થરની અગ્નિ કરી, ઠંડનું નિવારણ કરી રાત્રિ નિર્ગમન કરી. પછી પ્રાતઃકાળે તે અગ્નિ નીચેની જમાન સુવર્ણમય થએલી તેણે જોઇ. તે જોઈ ધનદ હૃદયમાં વિચારવા લાગ્યો કે, ખરેખર આ સુવર્ણ દ્વિપ છે, એમ વિચારી તેણે સુવર્ણ એકઠું કરવાનો નિશ્ચય કર્યો. પછી તેણે ત્યાંથી ધુળ એકઠી કરી, તેના ઈંટોના જોડલાં કર્યાં તે બન્ને ઇંટો વચ્ચે પોતાનું નામ લખી અગ્નિ પ્રજવલિત કરી, તેની અંદર મૂકયાં. તેથી સવારમાં તે ઇંટો સોનાની થઇ. બીજે દિવસે તે દ્વિપમાં ભ્રમણ કરતાં કરતાં તેને એક રત્નની ખાણ મળી આવી. તેમાંથી રત્નો લઈ, ઇંટોનો તથા રત્નો-

નો એક મોટો ઢગલો કર્યો. એક દહાડો ત્યાં એક સુદત્ત નામે સાર્થવાહ પોતાના વહાણો લઈ આવી ચડયો. તેના વહાણમાં લીધેલાં જલઇંધન થઈ રહેવાથી, તેણે પોતાના માણસોને તે દ્વિપમાં જઈ જલઇંધન લાવવા ફરમાવ્યું. પછી તે માણસો ત્યાં ગયા, ત્યારે તેઓ ત્યાં ધનદને જોઈ, તેને પૂછવા લાગ્યા કે, તું કોણ છે? ત્યારે ધનદે જવાબ આપ્યો કે, હું એક વનચર છું. ત્યારે તે માણસોએ તેને કહ્યું કે, અહીં કોઈ જલાશય હોય, તો મેહેરબાની કરી અમોને બતાવ? ત્યારે તેણે તે કુવો બતાવ્યો. ત્યાં તે માણસોએ કુવાની પાસે સુવર્ણ તથા રત્નોનો ઢગલો જોયો, તેથી તેઓએ ધનદને પૂછયું કે, આ સુવર્ણ તથા રત્નો કોનાં છે? ત્યારે ધનદે કહ્યું કે, તે સઘળું મારૂં છે; અને જે કોઈ આ મારૂં ધન મારે સ્થાનકે પહોંચાડી આપે તેને હું તેમાંથી ચોથો ભાગ આપું. એમ વાતો કરે છે, એટલામાં તે સાર્થવાહ પણ ત્યાં આવી પહોંચ્યો. ત્યારે ધનદે તેને પ્રણામ કર્યો. સાર્થવાહે પણ તેનો હસ્ત મેલાવી કુશલ સમાચાર પૂછયા. પછી સાર્થવાહે તેનું ધન તેને સ્થાનકે પહોંચતું કરવાનું કબુલ કર્યું. ત્યારે ધનદે સાર્થવાહને ઇંટો તથા રત્નો ગણીને સોંપ્યાં. સાર્થવાહે પણ તે સઘળું પો-

તાના માણસો સાથે વહાણપર મોકલાવ્યું. તે ધન જોઈ, સાર્થવાહે વિચાર્યું કે, તે સઘળું મારે હસ્તગત થાય તો ઠીક. એમ વિચારી તેણે પોતાના ચાકરોને પ્રચ્છન્ન રીતે સમજાવ્યું કે આને તમારે કોઇપણ પ્રકારે આ કુવામાં નાખી દેવો. એવી રીતનું સાર્થવાહનું વચન સાંભળી તેઓએ કપટ ક્રિયા કરી મધુર વાણીથી ધનદને કહ્યું કે, હે ભાઇ, તું તો કોઇ મહા ઉપકારી પુરૂષ છે. અમોને આ કુવામાંથી જળ કહાડતાં આવડતું નથી, અને તને તો પેહેલેથીજ કુવામાંથી જળ કહાડવાનો અભ્યાસ છે, માટે મેહેરબાની કરી તું તેમાંથી જળ કહાડી આપે, તો તારો અમે મોટો ઉપકાર માનશું. ધનદે એવી રીતનાં તેઓનાં મધુર વચનો સાંભળી દયાથી તથા દાક્ષિણ્યતાથી જળ કહાડી આપવાનું કાર્ય માથે લીધું. પછી જેટલામાં તે જળ કહાડવાને કુવા પાસે ગયો, તેટલામાં તે દુષ્ટોએ તેને ધક્કો મારી કુવામાં ફેંકી દીધો. ત્યાં તે દૈવયોગે કુવાની મેખળાપર જઈ પડયો. તે મેખળાપર સુકાં પાંદડાં એકઠાં થઈ પડેલાં હતાં, તેથી તેના શરીરને કંઈ ઇજા થઇ નહીં. પછી ધનદ તો તે ગાથા ચિંતવવા લાગ્યો, તથા કુવાની આસપાસ જોવા લાગ્યો. ત્યારે તે કુવામાં તેણે એક બારી

દીઠી. તેમાં તેણે પ્રવેશ કર્યો. ત્યારે તેણે તેમાં પગથીઆં જોયાં, તે પગથીઆંથી જરા નીચે ઉતર્યો, ત્યારે તેણે સિધ્ધો માર્ગ જોયો. તે માર્ગે ચાલવા લાગ્યો. ચાલતાં ચાલતાં આગળ તેણે એક દેવીનું મંદિર જોયું. તેમાં તેણે પ્રવેશ કર્યો. ત્યારે ત્યાં તેણે ગરૂડ વાહનપર બેઠેલાં, તથા હસ્તમાં ચક્ર ધારણ કરનારાં ચક્રેશ્વરી દેવી જોયાં. તેને જોઇ, ભકિત પૂર્વક નમસ્કાર કરી, હાથ જોડી તેની સ્તુતિ કરવા લાગ્યો કે, હે દુઃખનિવારણ કરનારી, તથા તારા ભક્ત જનોને ઈચ્છિત વસ્તુ આપનારી શ્રી રૂષભસ્વામિની શાસન દેવતા, મેં આજે તારા ચરણકમળનું શરણું અંગીકાર કરેલું છે. એવી રીતના ધનદના ભક્તિ વચનો સાંભળી દેવી તુષ્ટમાન થઇ, તેને કહેવા લાગી કે, હે વત્સ, જેમ જેમ તારૂં આગળ પ્રયાણ થતું જશે, તેમ તેમ, તને શુભ શુભ કાર્યો થતાં જશે. વળી પણ હે વત્સ, તું મારા આગળ કંઇ પણ માગ! ત્યારે ધનદે કહ્યું કે, આજે આપના દર્શનથીજ મને સઘળું મળી ચુકયું છે, તે શિવાય વળી બીજી હું કઈ વસ્તુ માગું? એમ કહેવાથી દેવીએ ખુશી થઇ તેના કરકમળમાં મહા પ્રભાવવાળાં પાંચ રત્નો મૂકયાં, તથા તેનો પ્રભાવ પણ વર્ણવી બતાવ્યો કે આ એક રત્ન તો સોભાગ્ય કરનારૂં છે,

બીજું લક્ષ્મી પ્રાપ્ત કરનારૂં છે, ત્રીજું રોગ હરનારૂં છે, ચોથું વિષ ઉતારનારૂં છે, તથા આ પાંચમું કષ્ટ નિવારણ કરનારૂં છે. એમ કહીને ચક્રેશ્વરી માતા અદૃશ્ય થયાં. પછી તે રત્નને લઇ થોડેક આગળ ચાલ્યો, એટલે માર્ગમાં એક, ઘા રૂઝાવનારી ઔષધી તેણે જોઈ. તે ઔષધી ગ્રહણ કરીને, પોતાની જંઘા કાપી, તેમાં તે પાંચે રત્નો નાખી, ઔષધીથી ઘા રૂઝાવી, આગળ ચાલવા લાગ્યો. ચાલતાં ચાલતાં, તેણે, ધન ધાન્યથી સંપૂર્ણ મનુષ્ય વિનાનું, તથા મોટા મોટા પ્રાસાદવાળું, એક નગર જોયું. તે નગરમાં પ્રવેશ કરી, તે આગળ ચાલવા લાગ્યો, ત્યાં તેણે એક સુંદર રાજમેહેલ જોયો. તેમાં પ્રવેશ કરી, તે સાતમે માળે ચડ્યો. ત્યાં, તે એક બાળિકાને એકાકી જોઈ વિસ્મય પામ્યો. તે બાળિકા પણ ધનદને જોઇ વિસ્મય પામી કહેવા લાગી કે, હે સત્પુરૂષ, તું અહીં ક્યાંથી આવી ચડ્યો? તારા જીવિતનો નાશ થશે, માટે તું અહીંથી જલદી જતો રહે? ત્યારે ધનદ બોલ્યો કે, હે ભદ્રે તું ઉદ્વેગ નહીં કર? મને સઘળો વૃતાંત કહી સંભળાવ? ત્યારે તે બાળિકા તેના રૂપ તથા ધૈર્યથી વિસ્મય પામીને કહેવા લાગી કે, જો તને તે વૃતાંત સાંભળવાની ઈચ્છા હોય, તો તું સાંભળ? એમ કહી તે બાળિકા

કહેવા લાગી કે, આજ ભારતક્ષેત્રમાં એક શ્રીતિલક નામે નગર છે. ત્યાં મહેંદ્ર નામે રાજા છે. તે મારો પિતા થાય. એક દહાડો તેનાપર આસપાસના રાજાઓએ ચડાઈ કરી. તેટલામાં કોઇ વ્યંતર આવી, પ્રીતિથી તેને કહેવા લાગ્યો કે, હે રાજા હું તારો આગલા ભવનો મિત્ર છું. માટે તારે કંઈ પણ કાર્ય મને આ વખતે ફરમાવવું જોઈએ. ત્યારે રાજાએ કહ્યું કે, મારા શત્રુનો તું નાશ કર? ત્યારે વ્યંતરે કહ્યું કે, તે તારા શત્રુઓનો નાશ મારાથી થઈ શકે તેમ નથી, કારણ કે તેઓને મારાથી મોટા વ્યંતરોની સહાયતા છે. તોપણ હું તારી થોડીક સહાયતા કરીશ. એમ કહી તે વ્યંતર, મારા પિતાને, નગરના લોકો, તથા પરિવાર સહિત અહીં લાવ્યો. અને અહીં આ પાતાલપુર નામનું નગર વસાવી આપ્યું. તથા તેમાં જવા આવવાનો માર્ગ, તે કુવામાં કર્યો. વળી તે કુવાના રક્ષણ વાસ્તે તેણે એક બીજું નગર કર્યું. એવી રીતે સઘળા માણસો સુખસમાધિએ રહેતા હતા. એવામાં એક દહાડો તે કુવાના પગથીઆં તોડી, એક રાક્ષસ આ નગરમાં આવ્યો. તે દુષ્ટ માંસાહારમાં આસક્ત હતો. તેથી તે નગરના માણસોને ખાવા લાગ્યો. અને કેટલાક દહાડા પછી, તેણે આ સઘળું

નગર મનુષ્ય વિનાનું કર્યું. પછી તે દુષ્ટ રાક્ષસ બહારની નગરીના માણસોને પણ ભક્ષણ કરવા લાગ્યો. તેથી તે નગરીના સઘળા માણસો વહાણમાં બેશી દૂર દેશાંતર ચાલ્યા ગયા. એવી રીતે તે દુષ્ટ રાક્ષસે બન્ને નગરી મનુષ્ય રહિત કરી. અને માત્ર એક મનેજ, પરણવા વાસ્તે જીવતી રાખી છે. આ-જથી સાતમે દહાડે તે મને એમ કહી ગયો છે કે, તે દહાડે શુભ લગ્ન છે તો, તે દિવસે તને પરણી-ને મારી સ્ત્રી કરીશ. અને હવે આજે તે સાતમો દિવસ છે. અને વળી તેના આવવાનો સમય પણ થયો છે, માટે, હે ભદ્ર, જયાં સુધિ તે અહીં આવ્યો નથી, એટલામાં તું અહીંથી નાશી જા? ત્યારે ધ-નદ બોલ્યો કે, હે મુગ્ધે, તું ડર નહીં. તે પાપીને હું મારે હાથે મારીશ. એ વચન સાંભળી, તે બા-ળીકાએ કહ્યું કે, જો તારી હિંમત હોય, તો, તારે તેને વિદ્યા પૂજનને વખતે હણવો. કારણ કે, તે સ-મયે, તે બોલતો પણ નથી, તેમ ઉઠતો પણ નથી. વળી તેને મારવા વાસ્તે તારે આ મારા પિતાનું ખડગ લેવું. એમ તે બન્ને વાતો કરે છે, એટલામાં તો, તે રાક્ષસ, હાથમાં એક મનુષ્યનું શબ લઈ ત્યાં આવી પહોંચ્યો. ત્યાં ધનદને નિઃશંક રીતે બેઠેલો જોઇ, રાક્ષસ હાંસીથી કહેવા લાગ્યો કે,

અહો! આજતો એની મેળેજ ભોજન આવી પ-
ડયું છે! એમ કહી, શબને નીચું મૂકી પૂજન કરવા
બેઠો, એટલામાં ધનદે ખડગથી તેનું શિર ઉડાવી,
તેને યમદ્વારે પ્રાપ્ત કર્યો. પછી ધનદ તેજ દિવસે
ત્યાં તે તિલકસુંદરીને પરણ્યો, અને કેટલાક દ-
હાડા, તે તિલકસુંદરી સાથે, ત્યાંજ રહી સુખ
વિલાસ ભોગવવા લાગ્યો. પછી એક દહાડો, તે
સ્ત્રીને, તથા તે નગરીમાં રહેલી મૂલ્યવાન વસ્તુ-
ઓને લઈ પાછો તે કુવા પાસે આવ્યો વળી પાછો,
ત્યાંથી તે નગરીમાં જઇ, જે કંઇ મૂલ્યવાન વસ્તુ-
ઓ બાકી રહી હતી, તે લઇને, તથા ચક્રેશ્વરી દેવીને
ભકિત પૂર્વક નમસ્કાર કરી પાછો તે કુવાની મે-
ખળાપર આવી બેઠો. એટલામાં તેજ દ્વિપે કોઇ
વહાણ આવ્યું. ને તે વહાણપરના લોકો, તેજ કુવા
પાસે પાણી વાસ્તે આવ્યા. તેઓએ કુવામાં દોરી-
થી કળશ બાંધી નાખ્યો, ત્યારે ધનદ દોરીને પકડી
રાખી કહેવા લાગ્ગો કે, અરે ભાઈઓ! હું આ કુ-
વામાં પડી ગયો છું, માટે મને કૃપા કરી બહાર
કહાડો! માણસોએ ધનદનું એવી રીતનું વચન
સાંભળી, તે વાત પોતાના સ્વામિ દેવદત્ત સાર્થ-
વાહને જાહેર કરી. ત્યારે તે પણ કૌતુક જોવા વા-
સ્તે ત્યાં જલદિ આવ્યો. પછી તેના હુકમથી મા-

ણસોએ એક માંચીને દોરીથી બાંધી કુવામાં ઉતા-
રી. તે પર ચડી ધનદ કુવામાંથી બાહાર નીકળ્યો.
ત્યારે દેવદત્ત સાર્થવાહ તેને, રૂપવંત, તથા વસ્ત્ર
આભૂષણોથી શણગારેલો જોઇ, વિસ્મય પામી
પૂછવા લાગ્યો કે, હે ભદ્ર, તું કોણ છો? તથા કયાં-
થી આવેલ છો? અને આ કુવામાં તારૂં પડવું
કેમ થયું? તે સઘળું સાચે સાચું તું મને કહે?
ત્યારે ધનદે કહ્યું કે, હે સાર્થપતિ, હજુ આં કુવામાં
મારી સ્ત્રી પણ પડેલી છે, તથા વળી તેમાં દેવતાએ
દિધેલાં રત્ન આભૂષણ વિગેરે પણ છે, તે સઘળું
બહાર કહાડયા પછી, હું મારો સમસ્ત વૃતાંત
આપને નિવેદન કરાશ. એવી રીતના તેના વચનો
સાંભળી સાર્થપતિએ, તેની સ્ત્રીને, તથા સઘળી
વસ્તુને કુવામાંથી કહાડવા પોતાના માણસોને ફ-
રમાવ્યું. પછી માણસોએ તે સઘળું બહાર કહાડયું.
દેવદત્તે તિલકસુંદરીને જોઈ, વિસ્મય પામી ફરીને
તેનું વૃતાંત કહેવા, તેને ફરમાવ્યું. ત્યારે ધનદ
પોતાનું વૃતાંત કહેવા લાગ્યો કે, હું એક ભરત
ક્ષેત્રનો રહેવાસી વણિકપૂત્ર છું. પણ ધન કમાવા
માટે વહાણમાં બેશી મારા સ્ત્રીને સાથે લઈ કટાહ
દ્રિપે જવા નિકળ્યો. કર્મયોગે સમુદ્રમાં વહાણ
ભાગ્યું. પણ ત્યાં પાટીઉં હાથ આવી જવાથી

મારી સ્ત્રી સહિત હું અહીં આવ્યો. પણ તે સમયે મારી સ્ત્રીને તૃષા લાગવાથી, તે આ કુવામાં પાણીની તપાસ કરવા ગઈ, પણ તેટલામાં તો દૈવયોગે તે કુવામાં પડી. પછી હું પણ તેના સ્નેહથી કુવામાં પડયો. પણ ભાગ્યના પ્રબળથી અમો બન્ને કુવાની મેખળાપર પડયા, પણ પાણીમાં પડયા નહીં. પછી ત્યાં અમે બન્ને શોકાતુર થઈ બેઠા, એટલામાં જળદેવી અમારાપર તુષ્ટમાન થઇ, અમને કહેવા લાગી કે, તમે જરા પણ બીશો નહીં. અહીં કોઇ વહાણ આવશે, તેનાપર ચડીને તમે જજો. એમ કહી, અમોને વસ્ત્રાભૂષણ વિગેરે દઇ, તે અંતર્ધ્યાન થઇ. એટલામાં તમે અહીં આવ્યા, અને અમોને બહાર કહાડયા. એવી રીતે હે સાર્થવાહ, મેં મારી વાત તમોને કહી સંભળાવી. હવે તમે પણ તમારી વાત મને કહો? ત્યારે દેવદત્ત પણ પોતાની વાત કહેવા લાગ્યો કે, હે ભદ્ર, હું પણ ભરતક્ષેત્રથી કટાહ દ્વિપે ગયો હતો, અને હવે પાછો ઘર તરફ જાઊંછું, માટે તું પણ મારી સાથે ચાલ? આપણે બન્ને સાથેજ સ્વદેશ જઇએ. તારી વસ્તુઓ મારા વહાણમાં ચડાવ, અને તું પણ તારી સ્ત્રીને સાથે લઈ વહાણમાં ચડી બેશ? ત્યારે ધનદે તે વાત અંગીકાર કરીને કહ્યું કે, હે સાર્થપતિ ઘેર

જઇને હું તમોને આમાંથી છઠો ભાગ આપીશ. ત્યારે સાર્થવાહે કહ્યું કે, અરે ભાઈ, ધન તો અસાર છે. તેં તારા મુખથી વચન કહ્યું, એટલે ધન તો આવી ચુકયું. એમ કહી સાર્થવાહે, તેની સઘળી વસ્તુઓ, તથા તેઓને પોતાના વહાણપર ચડાવ્યાં. પછી માર્ગમાં આવતાં તે પાપી સાર્થવાહની બુદ્ધિ ચલાયમાન થઇ, અને વિચારવા લાગ્યો કે, તે સ્ત્રી, તથા ધન મને આવે તો ઠીક. પછી જયારે ધનદ રાત્રિને વખતે દેહચિંતા અર્થે માંચામાં ગયો, તે વખતે સર્વે માણસો નિદ્રામાં હોવાથી, તે દુષ્ટ સાર્થવાહે માંચી સહિત તેને સમુદ્રમાં ફેંકી દીધો. પછી ઘણો દૂર જઈ, સાર્થવાહ પોકારવા લાગ્યો કે, મારો પ્રીય મિત્ર ધનદ થોડા વખત થયાં દેહચિંતા અર્થે ગયો હતો, પણ હજુ તે આવ્યો નહી, માટે ખરેખર તે સમુદ્રમાં પડી ગયો. એમ કહી તેણે પોતાના માણસો સાથે તેની તપાસ કરવી. પરંતુ તેનો પતો ન લાગ્યો. પછી એક દહાડો તે સાર્થપતિએ તિલકસુંદરીને કહ્યું કે, હે ભદ્રે કર્મયોગે તારો પતિ તો હવે મૃત્યુ પામ્યો. માટે હવે તું મારી પત્ની થા? સાર્થપતિના એવાં વચન સાંભળી તે બુદ્ધિવંત સ્ત્રી વિચારવા લાગી કે, ખરેખર આ દુષ્ટે મારા પતિને સમુદ્રમાં નાખ્યો છે. અને હવે

તે બળાત્કારે પણ મારા શીલનો ભંગ કરશે. માટે આ સમયે એને કંઇક ઉત્તર દઇ કાલક્ષેપ કરવો. એમ વિચારિ તેણીએ સાર્થપતિને કહ્યું કે, નગરીમાં જઈ રાજાની આજ્ઞા લઈ, હું તારી સ્ત્રી થઈશ. એવ વચનો સાંભળી શેઠ હર્ષવંત થઇ વિચારવા લાગ્યો કે, નગરમાં જઈ, ત્યાં રાજાને ધનથી સંતોષી હું મારૂં ધારેલું કામ પાર પાડીશ. હવે તે ધનદ સમુદ્રમાં પ-ડયો, એટલામાં તેના હાથમાં કોઇ પાટીઉં આ-વી ગયું. તે પાટીઆને જોરથી વળગી રહી, પાંચ-મે દહાડે પોતાના નગરના કાંઠા નજદીક આવ્યો. ત્યારે હર્ષ પામી ઉંચું મુખ કરી જેવો જોવા જાય છે કે, તુરત એક મગરમચ્છ પાટીઆં સાથે તેને ગ ળી ગયો. તે નરકતુલ્ય મગરના જઠરમાં જઈ ચિં-તવવા લાગ્યો કે, અરે જીવ! આ સઘળું કર્મના બળથકીજ થાય છે, એમ વિચારી ધૈર્ય રાખી તે ગાથાનુંજ સ્મરણ કરવા લાગ્યો. પછી થોડી વારે કષ્ટ નિવારણ મણિ યાદ આવવાથી તેનું સ્મરણ કરવા લાગ્યો. તેના પ્રભાવથી તે મગરને કોઇ ધીવ-રે પકડયો. તેને કાંઠે લઇ જઇ, તેઓએ ચીર્યો, ત્યારે તેના જઠરમાંથી ધનદ જીવતો નિકળ્યો. તેને જોઈ વિસ્મય પામી ધાવરો પૂછવા લાગ્યા કે, હે ભદ્ર તું કોણ છે? અને મત્સ્યના ઉદરમાં તારૂં પડવું

શા રીતે થયું? તે અમોને કહી સંભળાવ? ત્યારે ધન-
દે કહ્યું કે, હું જાતનો વણિક છું. મારૂં વાહાણ ભા-
ગી જવાથી, નશીબ યોગે પાટીઉં હાથ આવવાથી
આ કાંઠા સુધી આવ્યો. પણ જેવો ઉંચું મુખ કરી
નગરને જોવા લાગ્યો તેટલામાં આ મત્સ્યે આવી
મને ગળ્યો. એ વાત સાંભળી તેઓ તેને રાજા પાસે
લઈ ગયા. રાજા પણ તેની આ વાત સાંભળી વિ-
સ્મય પામ્યો. પછી રાજાએ તેને સુવર્ણથી ધોએલા
જળે સ્નાન કરાવી, પોતાની પાસે રાખ્યો; તથા
તેનું મત્સ્યોદર નામ પાડયું. પછી રાજાએ તેને
પોતાનો સ્થગિધર બનાવ્યો. પછી ત્યાં તે કેટલાક
દહાડા સુધિ પોતાનું સ્વરૂપ પ્રગટ કર્યા વિના રહ્યો.
એટલામાં તેને કુવામાં નાખનાર સુદત્ત સાર્થવાહ
પોતાના વહાણો સહિત ત્યાં આવી ચડયો. તે સા-
ર્થવાહ ભેટ લઈ રાજાને દેવા આવ્યો. રાજાએ પણ
મીઠે વચને તેને આદરમાન દઈ કુશલ સમાચાર
પૂછયા. પછી રાજાએ સ્થગોધરને હાથે તેને તંબોળ-
નું બીડું અપાવ્યું; ત્યારે ધનદે તેને ઓળખી ક-
હાડયો. સુદત્ત સાર્થવાહ પણ ધનદને જોઇ, આ-
શ્ચર્ય પામી, મનમાં ચિંતવવા લાગ્યો કે, મેં
આગળ જે માણસની સોનાની ઈંટો લઇ જેને કુવામાં
નખાવ્યો હતો, તેના સદૃશ્ય આ માણસ પણ

નખાવ્યો હતો, તેના સદ્રશ્ય આ માણસ પણ લા-
ગે છે, પણ તે તો અહીં કયાંથી આવી શકે? એમ
વિચારમાં ને વિચારમાં રાજાને પ્રણામ કરી ત્યાંથી
ઉઠયો. ત્યારે રાજાએ પણ ખુશી થઇ, તેનું અરધું
દાણ માફ કર્યું. પછી તેણે ત્યાંથી જઇ, લોકોને
પૂછયું કે, આ સ્થગિધર કોણ છે? ત્યારે લોકોએ પણ
જેમ વાત બની હતી તે સઘળી તેના મુખ આગળ
કહી સંભળાવી. તેથી સુદત્તસર્થવાહના ચિત્તમાં નિ-
શ્ચય થયો. એટલામાં રાજાનો માનિતો એક ગીતરતિ
નામનો માતંગ, તે સાર્થવાહ પાસે ગાયન કરવા
આવ્યો. પોતાના પરિવાર સહિત ત્યાં ગાવા લા-
ગ્યો. તેની ગીતકળાથી સાર્થવાહ પણ અતિ આ-
નંદ પામ્યો. પછી સાર્થવાહે ખુશી થઇ તેને દાન
આપ્યું, અને વળી કહ્યું કે, જો તું મારૂં એક કામ
કરી આપે, તો હું તને ઘણું દ્રવ્ય આપું. ત્યારે
માંતગે કહ્યું કે, શેઠજી, જે આપ ફરમાવશો, તે ક-
રવાને હું તૈયાર છું; કારણકે રાજા પણ મારેજ વશ
છે. માતંગના એવાં વચનો સાંભળી, શેઠે તેને કહ્યું
કે, તારે એકાંતે જઇ, રાજાને એમ કહેવું કે, આ
મત્સ્યોદર તો મારો સગો છે. ત્યારે માતંગે તે વાત
અંગીકાર કર્યાથી, સાર્થવાહે ખુશી થઇ તેને ચાર
સોનાની ઇંટો આપી. પછી તે માતંગ રાજા પાસે

જઇ ગાયન કરવા લાગ્યો. પછી રાજાએ તેના ગા-
યનથી ખુશી થઇ, સ્થગીધરને તંબોળનું બીડું આ-
પવા ફરમાવ્યું. ત્યારે ધનદ રાજાની આજ્ઞાથી જેવો
તેને તંબોળ આપવા ગયો, કે તરતજ તે દુષ્ટ માતંગ
તેને કંઠે વળગી કહેવાં લાગ્યો કે, હે ભાઈ તું આટ-
લા દિવસ કયાં ગયો હતો? એમ કહી રડવા લાગ્યો,
ત્યારે રાજાએ ધનદને પૂછ્યું કે, આ શું કહે છે?
ત્યારે ધનદે મનમાં કંઇક ઉપાય ચિંતવીને કહ્યું કે,
હે રાજા એ વાત સત્ય છે. ત્યારે રાજાએ કહ્યું કે તે વાત
કેવી રીતે સત્ય છે? ત્યારે ધનદ પોતાની બુદ્ધિથી કહેવા
લાગ્યો કે, હે રાજા, આગળ આજ નગરમાં,
અમારા બન્નેનો પિતા એક માતંગ હતો. તે ગા-
યન કળામાં ઘણો કુશળ હતો. તેથી રાજાની
તેનાપર મેહેરબાની હતી. હવે તેને બે સ્ત્રી હતી.
તે બન્નેના અમે બન્ને પુત્રો થયા. મારી માતા
મારા પિતાને અણમાનેતી હતી, તેથી તે મારા
પર પ્રેમ થોડો રાખતા; અને આની માતા તેને
વહાલી હતી, તેથી આ પણ એને વહાલો હતો.
પછી એક દહાડો તેણે લાંબો વિચાર કરી, મારી
જંઘામાં પાંચ રત્નો નાખી, તથા ઘા રૂઝાવી
મને કહ્યું કે, હે વત્સ, આપત્તિને વખત આ
રત્નો તને કામ લાગશે. અને આ એના વહાલા

પુત્રના આખા શરીરમાં તેણે રત્નો ભર્યાં. વળી તે બાબતની જો તમારે ખાતરી કરવી હોય, તો જુઓ? એમ કહી પોતાની જંઘામાંથી રત્નો કહાડી રાજાને દેખાડયાં. તે બહુ મૂલ્યવાળાં રત્નો જોઈ, રાજા આશ્ચર્ય પામ્યો. પછી રાજાએ પોતાના માણસોને ગીતરતિનું શરીર ચીરી રત્ન કહાડવાનો હુકમ કર્યો. રાજાનો એ હુકમ સાંભળી ગીતરતિ કહેવા લાગ્યો કે, હે સ્વામિ, એ મારો ભાઇ નથી, વળી એને હું ઓળખતો પણ નથી, તેમ મારા શરીરમાં રત્નો પણ નથી. મેં તો ધનના લોભથી સાર્થવાહનું વચન માની આ કાર્ય કર્યું છે. માટે જો તમોને ખાતરી ન હોય તો મારે ઘેર તે સાર્થવાહે આપેલા સુવર્ણની ઈંટોના ચાર જોટા છે, તે મગાવી ખાતરી કરો? મતંગના એવાં વચનો સાંભળી રાજાએ મત્સ્યોદર સામું જોયું. ત્યારે તેણે કહ્યું કે, તે વાત પણ સત્ય છે. ત્યારે રાજાએ તેને પોતાનું ખરેખરૂં સ્વરૂપ કહેવા ફરમાવ્યું. ત્યારે તે કહેવા લાગ્યો કે હે નરપતિ, આ વણિકના વહાણમાં હજુ મારા સવા આઠસો સુવર્ણની ઈંટોના જોટા તથા પંદર હજાર રત્નો છે. તે જોટામાં મારૂં નામ માંડેલું છે. પછી તેણે રાજા

આગળ પોતાનું નામ ઠામ વિગેરે સઘળો વૃતાં-
ત કહી સંભળાવ્યો. પછી રાજાએ તે માતંગને
ઘેરથી ચારે ઈંડાના જોટા મંગાવ્યા. તેઉપરથી
ધનદનું નામ જોઇ, રાજાએ, તે માતંગ તથા
સાર્થવાહ, બન્નેને મારી નાખવાનો હુકમ કર્યો.
પણ ધનદે દયા લાવી તે બન્નેને છોડાવ્યા.
પછી ધનદે પોતાનું સર્વ દ્રવ્ય સાર્થવાહ પાસેથી
લીધું. વળી તેણે રાજાને કહ્યું કે, હે રાજા
આ વાત હજુ આપે કોઈને પ્રકાશ કરવી
નહીં. કારણ કે હજુ દેવદત્ત નામનો એક સા-
ર્થવાહ મારૂં ધન તથા સ્ત્રીને હરી ગયો છે, તે કદાચિ-
ત અહીં આવી ચડે, તો પછી સઘળું કાર્ય સિદ્ધ
થાય. પછી કેટલેક દિવસે ભાગ્યયોગે તે દેવદત્ત સા-
ર્થવાહ પણ ત્યાં આવી ચડયો, અને ભેટ લઇ, તિલક-
સુંદરીની સાથે રાજસભામાં આવ્યો. ત્યારે રાજાએ
તથા ધનદે પણ તેને ઓળખ્યો. પછી ધનદ, પોતાની
સ્ત્રીની મનોવૃત્તિની તપાસ માટે, કંઇપણ બોલચાલ
કર્યાવિના ગુપ્ત વૃત્તિથી રહ્યો. પછી રાજાએ સાર્થ-
પતિને પૂછયું કે, હે ભદ્ર, તું કોણ છે? તથા આ
બાલિકા પણ કોણ છે? ત્યારે સાર્થપતિ કહેવા લાગ્યો
કે, હું ભરતક્ષેત્ર નિવાસિ એક વણિક છું, તથા ક-
ટાહદ્વિપે ધન કમાવા વાસ્તે ગયો હતો. ત્યાં આ

બાલિકાને મેં એકાએક જોઇ. ત્યારે મેં તેણીને વ-
સ્ત્રાભૂષણો આપ્યાં, અને કહ્યું કે, જો તારી ઇચ્છા
હોય, તો, તું મારી સ્ત્રી થા! એવી રીતના સાર્થવાહ-
ના વચનો સાંભળી, રાજાએ તે બાલિકાને પૂછ્યું કે,
હે બાલિકા, તારે આ સાર્થવાહને પરણવાની ઈચ્છા
છે? અથવા તે તારી સાથે બલાત્કારે લગ્ન કરવાનું
કહે છે? ત્યારે બાલિકા બોલી કે, તે પાપીનું નામ
પણ કોણ લહે છે? તે દુષ્ટે મારા પતિને સમુદ્રમાં
ફેંકી દીધો, અને પછી મને પોતાની સ્ત્રી કરવાને
કહેવા લાગ્યો, ત્યારે મેં મારા શીલની રક્ષા વાસ્તે,
તેને કહ્યું કે, કોઈ નગરમાં જઈ, રાજાની આજ્ઞાથી
હું તારી પત્ની થઈશ. આ પ્રપંચ કરી, આટલા
દિવસ સુધિ મેં મારા શિલનું રક્ષણ કર્યું. અને હવે
તો મેં અગ્નિમાં પ્રવેશ કરવાનો મારા ચિત્તમાં નિ-
શ્ચય કરેલો છે. બાલિકાનાં આવાં વચનો સાંભળી
રાજાએ કહ્યું કે, હે ભદ્રે તું સાહસ કાર્ય નહીં કરતી!
હું તારા પરણેલા પતિને તારી દૃષ્ટિગોચર કરીશ.
ત્યારે બાલિકા બોલી કે, હે રાજા, આપ મારી
હાંસી કરો તે ઉચિત નહીં. મારો પતિ તો આ
પાપી સાર્થપતિએ સમુદ્રમાં નાખ્યો છે, માટે હવે
તેનું વદનચંદ્ર જોઇ, મારા ચક્ષુકૈરવ કયાંથી વિક-
સ્વર થાય? રાજાએ સુંદરીનાં આવાં વચનો શ્રવણ

કરી, ધનદને તાંબોળ આપવા વાસ્તે ઉઠાડીને બાળિ- કાને કહ્યું કે, હે સુંદરી, આ તારા ભરતારને નિશ્ચળ મને જોઈ ઓળખી કહાડ? ત્યારે તિલકસુંદરી ધન- દને જોઇ, અસંભવપણાથી વિસ્મય પામી મૌન કરી સ્થિર રહી. ત્યારે ધનદ રાજાને કહેવા લાગ્યો કે હે સ્વામિ, એનો પતિ તો તે હશે, કે જે, શુન્ય ઘરમાં આવેલો હતો. તથા આ બાળિકાએ જેને રાક્ષસને મારવા તલવાર આપી હતી, તથા જેણે તે રાક્ષસને માર્યો હતો, તથા આ બાળિકા તે વખતે સ્નેહથી જેને પરણી હતી, તે એનો પતિ હશે. આવી રીતના ચિન્હો સાંભળી, તે હર્ષવંત થઇ. તથા રાજાના આદેશથી ધનદની સ્ત્રી થઈ. પછી રાજાએ સાર્થપતિને મારી નાખવા- નો હુકમ કર્યો, ત્યારે ધનદે તેનો પોતાપર ઉપ- કાર જાણી દયા લાવી છોડાવ્યો. કહ્યું છે કે,

त्यजन्तिसज्जनानैवास्वस्वभावंचकर्हिचित्॥
चन्दनंह्यग्निनादग्धाप्रसूतेस्वसुगन्धताम्॥ १॥

અર્થ—સજ્જન લોકો કદિ પણ પોતાનો સ્વ- ભાવ તજતા નથી; જુઓ કે, ચંદનને અગ્નિ- થી બાળે છે, તોપણ પોતાની સુગંધિ છોડતું નથી.

પછી ધનદે તે વણિક પાસે રહેલી સઘળી પોતાની વસ્તુઓ લીધી. પછી એક દહાડો ધનદ રાજાની આજ્ઞા લઈ, પોતાના માબાપને ઘેર આવ્યો. ત્યારે રત્નસાર શેઠે તેને રાજાનો માનીતો, તથા ધનવાન જાણી, તેની ઘણીજ આગતા સ્વાગતા કરી તથા આસન આદિક દઈ, નમ્રતાથી કહેવા લાગ્યો કે, આજે આપના પગલાં મારે ઘેર થયાં, તેથી આજનો દિવસ હું ધન્ય માનું છું. આ આપના સેવકને શું ફરમાન છે? આ મારાં ઘર બાર ધન દોલત પણ તમારાંજ છે. ત્યારે ધનદ બોલ્યો કે, હે તાત જે, આપ કહો છો તે સઘળું સત્ય છે; પણ હું આપને એક પ્રશ્ન પૂછું છું તેનો જવાબ આપો? તમારો ધનદ નામનો જે પુત્ર હતો તે હાલ ક્યાં ગયો છે તે આ દુનિઆમાં જીવે છે, અથવા મૃત્યુ શરણ થયો? તેના કાંઇ સમાચાર તમે જાણો છો? ત્યારે શેઠે તેને પોતાના પુત્રતુલ્ય જોઈ, વિચાર કરી સઘળો વૃતાંત કહેવા માંડયો કે, તે મારા પુત્ર ધનદે એક દહાડો હજાર સોનામોહોરો ખરચી એક ગાથા ખરીદ કરી. ત્યારે મેં જરા ક્રોધ કરી તેને કઠોર વચન કહ્યું, તેથી અભિમાનમાં ને અભિમાનમાં, તમારે ઘેરથી નિકળી જઇ ક્યાં

ચાલ્યો ગયો. તેને ઘણો કાળ થઇ ગયો તો પણ હજુ તેનો કંઈ પત્તો મળ્યો નથી. પણ હું તારી આકૃતિથી તથા આવાં તારાં વચનોથી એમ ધારૂં છું કે, તુંજ તે હોય; પણ જ્યાંસુધી તું તે વાત પ્રગટ નથી કરતો, ત્યાં સુધિ મારા મનમાં તો સંશયજ રહ્યા કરે છે. એવી રીતનાં પિતાના વચનો સાંભળી ધનદે કહ્યું કે, હે તાત, તેજ હું આ ધનદ છું. ત્યારે શેઠે પણ, તેના જમણા પગમાં રહેલું ચિન્હ ઓળખી કહાડી, તેને આલિંગન કર્યું. ધનદ પણ પોતાના પિતાના ચરણ કમળને નમ્યો. ત્યારે શેઠ આંખોમાં હર્ષના અશ્રુ લાવી કહેવા લાગ્યો કે, હે પુત્ર, તને નગરમાં આવ્યે આટલા દિવસો થયા, તોપણ તને તારા માબાપને મળવા જરા પણ ઉત્કંઠા થઈ નહી? વળી હે વત્સ, તું આટલો વખત ક્યાં રહ્યો? તથા દેશાંતરમાં તને શું શું સુખ દુઃખો થયાં? તે સઘળું કહી, અમારા ચિત્તને આનંદ પમાડ? ત્યારે ધનદે પણ આંખોમાંથી અશ્રુપાત કરી, પોતે અનુભવેલું સઘળુ સુખદુઃખ માબાપને કહી સંભળાવ્યું. પછી રત્નસાર શેઠે રાજાને પોતાને ઘેર જમવાનું નોતરૂં આપ્યું. ત્યારે ધનદ પણ રાજા સાથે, હાથી અંબાડીપર બેશી પોતાની સ્ત્રીને સાથે લઈ, ઘેર

આવ્યો. શેઠે પણ તે વખતે મોટો મહોત્સવ કરાવ્યો. હવે તેઓ સઘળા ભોજન કરી, બેઠા છે, એટલામાં કોઇએક માળીએ આવી, પોતાના કરંડીઆમાંથી ખુશબોદાર પુષ્પો કહાડી રાજાના હસ્તકમળમાં મૂકયાં. તે વખતે રાજાનો પુત્ર તેના ખોળામાં બેઠેલો હતો, તેણે તે કુસુમો લઈ જેવાં સુંગવા માંડયાં, તેટલામાં તેમાં રહેલા, સુક્ષ્મ શરીરવાળા• એક રાજસર્પે, રાજકુમારની કોમળ નાશિકાના અગ્ર ભાગઉપર પોતાનો ઝેરી ડંખ માર્યો. તેથી તે બાળક ઘણુંજ રૂદન કરવા લાગ્યો. ત્યારે રાજાએ તે પુષ્પોના અંદર તપાસ કરી, તો તેમાં એળસરખો એક રાજસર્પ તેની દૃષ્ટિએ પડયો. તે જોઇ રાજા, અત્યંત દુઃખ પામી, પોકારવા લાગ્યો કે, ગારૂડીઓને બોલાવો? ત્યારે તેજ ક્ષણે ગારૂડીઓને બોલાવ્યા. ત્યારે તેઓએ આવી, તે ડંખની તપાસ કરી, નિશ્વાસ મુકી કહ્યું કે આ, સર્વ સર્પોના રાજા રાજસર્પનો ડંખ છે, માટે એનું વિષ ઉતારવા, અમારા મંત્રયંત્રો, પોતાની શકતી વાપરી, અમોને યશ અપાવવા શક્તીવાન હોય, એવું અમોને જણાતું નથી. એવી રીતનાં ગારૂડીઓનાં વચન સાંભળી, રાજા અત્યંત દુઃખ પામી ખેદ કરવા લાગ્યો. કુમાર પણ વિષની પીડાથી બેભાન થઈ પૃથ્વીપર પ-

ડયો. એટલામાં ધનદે ત્યાં આવી ચક્રેશ્વરી માતાએ દિધેલા મણિના પ્રભાવથી રાજકુમારને વિષ ઉતારી સચેતન કર્યો. તેથી રાજા અત્યંત હર્ષ પામી, ધનદનો ઉપકાર માની પોતાને ઘેર ગયો. તથા પુત્રના પુનર્જન્મનો મહોત્સવ કર્યો. અનાથ લોકોને દાન આપ્યું. પછી અનુક્રમે તે રાજકુમાર યુવાવસ્થાને પ્રાપ્ત થયો. એક દહાડો તે કુમાર ગજ અંબડીપર બેશી, નગરમાં ફરતો હતો, તેટલામાં, તેણે શૂર રાજાની શ્રીષેણા નામની પુત્રી દીઠી. તેને જોઇ, કુમાર કામાંધ થઇ, વિચારવા લાગ્યો કે, આ કુમારીકા જો મારી સ્ત્રી થાય, તોજ આ મારો અવતાર હું સફળ માનું. હવે તે કુમારીકાએ તેને જોઇ, પોતાના હૃદયમાં જરા પણ તેનાપર રાગ લાગ્યો નહીં. પછી તે રાજકુમારે પેતાને ઘેર આવી, તે અભિપ્રાય પોતાના પિતાને કહી સંભળાવ્યો. ત્યારે રાજાએ પણ, તે કન્યાનું પોતાના પુત્ર વાસ્તે માગું કરવા, એક બુદ્ધિવાન મંત્રિને શૂર રાજા પાસે મોકલ્યો. તે મંત્રિએ, તે વાત શૂર રાજાને કહેવાથી, તે હર્ષ પામ્યો. એટલામાં તે કુમારીકા આવી, પોતાના પિતાને કહેવા લાગી કે, હે તાત, જો તમે મને તે કુમાર સાથે પરણાવશો તો

હું નક્કી મારા આત્માનો ત્યાગ કરીશ. પુત્રીના આવાં વચનો સાંભળી શૂર રાજાએ ખેદ પામી મ- ત્રિને કહ્યું કે, હમણા તો તમેં જાઓ, પછી હું આ કન્યાને મનાવી, તમોને કહેવરાવી મુકીશ. એમ કહેવાથી મંત્રિએ ત્યાંથી ઉઠી રાજાપાસે જઇ સઘળો વૃતાંત નિવેદન કર્યો. પછી શૂર રા- જાએ પુત્રીને ઘણું કહ્યું, તોપણ તેણીએ તે વાત બિલકુલ અંગીકાર કરી નહી. ત્યારે શૂર રાજા- એ તે વૃતાંત રાજાને કહેવરાવ્યો. રાજાએ કુમા- રને કહ્યાથી કુમાર અત્યંત મદનાતુર થઇ, ખેદ પામવા લાગ્યો. એટલામાં ભાગ્યયોગે ત્યાં ધનદનું આવવું થયું. ધનદે રાજાને ચિંતાતુર જોઇ પૂછ્યું -, હે સ્વામિ આજે આપ ચિંતાતુર થઇ કેમ બેઠા છો? એમ કહેવાથી રાજાએ ધનદને સઘળી વાત કહી સંભાળાવી. ત્યારે ધનદે કહ્યું કે, હે સ્વામિ, એ બાબતમાં આપે જરા પણ વિષાદ નહીં કરવો. એમ કહી તેણે ચક્રેશ્વરી માતાએ દીધેલું રત્ન લાવી કુમારને આપ્યું. તે રત્નની તે રા- જકુમારે સેવા કરી, તેના પ્રભાવથી તે રાજકુમારી તેનાઉપર મોહિત થઇ. અને પોતાની સખીઓ સાથે, તેને પરણવાનું, પોતાના પિતાને કહેવરા- વ્યું. પછી શૂર રાજાએ મહીપતિને કહેવરાવ્યું.

મહીપતિએ પુત્રને કહ્યું તેથી તે ઘણોજ આનંદ પામ્યો પછી રાજાએ જોશીઓને બોલાવી શુભદિવસ જોવરાવ્યો. ત્યારે જોશીઓએ બીજોજ દીવસ શુભ કહ્યો. તેથી બીજેજદીવસે, તે બન્નેનો હર્ષ પૂર્વક વિવાહ મહોત્સવ કર્યો. પછી રાજકુમાર પણ તે કન્યા સાથે વિષય સુખ ભોગવવા લાગ્યો પછી એક દહાડો રાજાના ઉદરમાં શુલની વેદના થવા લાગી. તેથી અત્યંત ખેદ પામવા લાગ્યો. ત્યારે ધનદે મણિના પ્રભાવથી તે પીડાનો પણ અંત આણ્યો. ત્યારે રાજા વિચારવા લાગ્યો કે, અહો! આ, પુરૂષ તો એક ગુણનો ભંડારજ છે, એના સમાન કોઈ બીજો પુરૂષ આ દુનીઆમાં મળવો દુર્લભ છે. આ તો મારા ભાગ્યના પ્રબળથીજ મારો મિત્ર થયો છે. એમ વિચારી રાજા તેને પોતાના પુત્રથકી પણ અધીક માનવા લાગ્યો. એટલામાં તે નગરમાં શીલંધર નામના મહાજ્ઞાની આચાર્ય, પોતાના ચરણકમળથી પૃથ્વીને પવિત્ર કરતા થકા, પરિવાર સહીત પધાર્યા. તેને વાંદવા વાસ્તે નગરના સઘળા માણસો પોતપોતાના પરિવાર સહીત ત્યાં આવ્યા. ત્યારે ધનદ પણ રથમાં બેશી આચાર્યમહારાજને વાંદવા ત્યાં આવ્યો. પછી સઘળા માણસો યોગ્ય સ્થાનકે બેશી જવાથી ગુરૂમહારાજ અમૃતની ધારાસમાન ગંભીર ધ્વનીથી દેશના દે-

વા લાગ્યા. "આ સંસારમાં, જીવ, ધર્મકરણી કર્યા-
વિના કદી પણ સુખ પામતો નથી. માટે એવું જા-
ણી, હે ભવ્ય લોકો! આ અમૂલ્ય મનુષ્ય જન્મ પા-
મી, શ્રી વીતરાગ પ્રભુએ કહેલા જૈનધર્મનું આરાધન
કરી, તમારી આત્માને સફળ કરજો. પણ તે ધર્મ-
કરણી કરતાં જો મનની અંદર તેના ફળવિષે જરા
પણ શંકા લાવી, તે કરણીને કલંકિત કરશો, તો,
મહણાક નામના માણસની પેઠે દુ:ખથી મિશ્રિત
થએલું સુખ પામશો."

આચાર્યના આવાં વચનો સાંભળી ધનદે પૂછયું
કે, હે ભગવન, તે મહણાક કોણ હતો? તથા
તેણે કેવી રીતે કલંકયુક્ત ધર્મકરણી કરી? તે
સઘળું મને સંભળાવવા કૃપા કરશો. એમ
કહ્યાથી આચાર્ય મહારાજ કહેવા લાગ્યા કે,
આજ ભરતક્ષેત્રમાં એક રત્નપુર નામે વિશાલ નગરી
છે. ત્યાં શુભદત્ત નામે એક ધનવાન શેઠ રહેતો
હતો. તેને વસુંધરા નામે સ્ત્રી હતી, તેઓને મહ-
ણાક નામે એક પુત્ર હતો. તેની સ્ત્રી સોમશ્રી નામે
હતી. એક દહાડો તે મહણાક રથમાં બેશી, પો-
તાના મિત્રો સાથે ઉજાણીમાં ગયો. ત્યાં તેઓ
ઉદ્યાનમાં એક સુંદર મંડપ રચી, તથા મિત્રોની
સાથે ભોજન કરી, પંચ સુગંધિવાળાં તાંબોળ ચાવી,

નાટક જોઇ, બગીચામાં ફરવા ગયા. તે બગીચામાં ઘણાં ફળદ્રૂપ વૃક્ષો ઉગેલાં હતાં. આમ્રના વૃક્ષોપર કોયલો પોતાના મધુર સ્વરોથી ગાયન કરી રહી હતી. તે જાણે કે, પોતાને આવકાર દેતી હોય નહીં જેમ, તેમ માની, તેઓ આગળ આગળ પ્રયાણ કરવા લાગ્યા. એટલામાં તેઓની દૃષ્ટિએ એક મહામુની પડયા. તે મુનિ એક સુંદર છાયાવાળા વૃક્ષ નીચે કાયોત્સર્ગ ધ્યાને ઉભા હતા. તેને જોઇ, મહણાકના મિત્રોએ તે મુનિને વાંદવા જવાની ઈચ્છા કરી. ત્યારે મહણાક પણ મિત્રોના ઉપરોધથી મુનિને વાંદવા ગયો. તેઓએ ત્યાં જઇ મુનિને વાંદ્યા. મુનિએ પણ તેઓને ભવ્ય જીવ જાણી ધ્યાન મૂકીને પણ ધર્મલાભ દીધો. પછી મ ણાકે મુનિની દેશનાથી બોધ પામી, શ્રદ્ધાથી સમ્યક્ત્વસહિત શ્રાદ્ધધર્મ અંગીકાર કર્યો. પછી સાધુને નમસ્કાર કરી, મહણ ક, પોતાના મિત્રો સાથે ઘેર ગયો. ત્યાં જઇ ઘણું દ્રવ્ય ખરચી, એક સુંદર જૈનપ્રાસાદ બંધાવ્યું. પછી મનમાં ખેદ લાવી ચિંતવવા લાગ્યો કે, અરે! મેં ધર્મના રસથી આ જિનપ્રાસાદ બંધાવવામાં ઘણો પૈસો ખરચ્યો. એમ વિચારિ તેણે કેટલાક દહાડા સુધી તે પ્રાસાદમાં પ્રતિમા સ્થાપન કરી નહીં. ત્યારે લોકો કહેવા

લાગ્યા કે, અરે મૂર્ખ ! તેં આ લાખો રૂપીઆ ખરચી પ્રાસાદ બંધાવ્યું, પણ તેમાં પ્રતિમા સ્થાપન ન કરી, ત્યારે તે પ્રાસાદ શું ઉપયોગનું છે? એવી રીતના લોકોના વચન સાંભળી, વળી મનમાં હર્ષ લાવી પ્રતિમાનું સ્થાપન કર્યું. જીવહિંસા નિવારિ યોગ્ય દાન આપ્યું. વળી પાછો મનમાં વિચાર કરવા લાગ્યો કે, અરે! મેં ધર્મમાં ઘણો પૈસો ખરચ્યો." ઉપાર્જન કરેલા ધનનો ચોથો ભાગ ધર્મમાં ખરચવો, તે તો યુક્ત છે, પણ મેં તો તેથી વધારે ખરચ્યું; તેનું ફળ મળશે વા નહીં મળે? એમ ધારી વળિ મનમાં વિચારવા લાગ્યો કે, શાસ્ત્રમાં તો એમ કહ્યું છે કે; ધર્મમાં થોડું દ્રવ્ય ખરચવાથી પણ ઘણું પુણ્ય થાય છે. એમ શ્રદ્ધા લાવી પાછો દેવપૂજા આદિક કાર્ય ઉત્સાહથી કરવા લાગ્યો. એક દહાડો, બે મુનિને પોતાને ઘેર આવ્યા જોઇ, ભાવ લાવી પંડે ઉઠી ઘણીજ ભકિતપૂર્વક તે મુનિઓને શુભ આહાર વોરાવ્યો. મુનિ ગયા પછી, પોતાના મનમાં ચિંતવવા લાગ્યો કે આજે મારો દિવસ ધન્ય છે, કારણ કે, આજે મેં મારા હાથથી મુનિરાજને મિષ્ટાન્ન ભોજન વોરાવ્યું. વળી રાત્રિએ નિદ્રા ઉડી જવાથી એક દહાડો ચિંતવવા લાગ્યો કે, અરે! આવું પુણ્ય કરવામાં કંઇ

પણ સાર નથી. એનું પ્રત્યક્ષ ફળ તો કંઈ નજરે દેખાતું નથી. એમ વિચારિ એક દિવસે બે મલીન મુનિઓને જોઈ વિચારવા લાગ્યો કે, અરે! આ મલીન મુનિઓને ધિક્કાર છે. તેઓ કદાચ નિર્મળ વેષ ધારણ કરે, તો તેમાં જૈનધર્મને શું દૂષણ લાગવાનું હતું? એમ વિચારિ, પાછો વળી એમ ચિંતવવા લાગ્યો કે, અરે! મેં પાપીએ દુષ્ટ ચિંતવ્યું. મુનિરાજ તો એવાજ હોય છે. તેઓ પોતાના સંયમથીજ નિર્મળ હોય છે. એવી રીતે શુભ ભાવથી તેણે શુભ કર્મ ઉપાર્જન કર્યું, તથા અશુભ ભાવથી અશુભ કર્મ ઉપાર્જન કર્યું. પછી આયુષ્ય પૂર્ણ થયે ત્યાંથી ચવી તે ભુવનપતિમાં દેવ થયો. ત્યાંથી ચવી હે ધનદ! તેનો જીવ આ તું થયો. તેં પૂર્વ ભવમાં ધર્મકરણી કરીને, વચ્ચે વચ્ચે અશુભ કર્મ બાંધી જે શુભાશુભ કર્મો ઉપાર્જન કર્યાં, તેના પ્રભાવથી, તારે સુખ દુઃખ બન્ને ભોગવવાં પડયાં. મહામુનિનાં એવાં વચનો શ્રવણ થયાથી ધનદ મૂર્છા પામી ક્ષણુવાર પૃથ્વીપર પડી રહ્યો. તેજ વખતે તેને જાતિસ્મરણ જ્ઞાન થવાથી, પોતાનો પૂર્વભવ, અરિસામાં રહેલા પ્રતિબિંબની માફક જોવા લાગ્યો. પછી શુદ્ધિ આવવાથી આચાર્ય મહારાજને હાથ જોડી કહેવા લાગ્યો કે, હે ભગવન આપે મારાપર કૃપા

કરી જે વૃતાંત મને કહી સંભળાવ્યું, તે સઘળું સત્ય છે. જ્યાં સુધિ જિનેશ્વર પ્રભુની વાણી માણસોને શ્રવણગોચર નથી થઈ, ત્યાં સુધી તેઓને કોઈપણ વસ્તુનું જ્ઞાન થતું નથી. કહ્યું છે કે,

**न देवं ना देवं न शुभगुरुमेतं न कुगुरुं।**
**नधर्मनाधर्मनगुणपरिणध्यं न विगुणम् ॥**
**नकृत्यं नाकृत्यं नाहितमाहितं नापि निपुणं**
**विलोकन्त्तेलोकाजिनवचनचक्षुर्विराहिताः।१।**

અર્થઃ-જિનેશ્વર પ્રભુના વચન રૂપી ચક્ષુવિનાના લોકો, દેવને, તેમ કુદેવને, સુગુરૂને, તેમ કુગુરૂને, ધર્મને, તેમ અધર્મને; ગુણવાનને, તેમ નિર્ગુણિને, કૃત્યને, તેમ અકૃત્યને, હિતને, તેમ અહિતને, તેમ વિદ્વાનને પણ જોઈ શકતા નથી. ॥ ૧ ॥

એવી રીતે જિન વચનની સ્તવના કરી, ધનદે આચાર્યમહારાજને વિનંતિ કરી કે, હે ભગવન્ હું મારા બંધુઓની અનુજ્ઞા લઇ આપની પાસે દીક્ષા લઈશ. એમ કહી ત્યાંથી પોતાને ઘેર જઈ, તે વાત પોતાના માબાપને કહી સંભળાવી. ત્યારે માબાપે દીક્ષા લેવાની ના પાડી તોપણ, તેણે તે વાત માની નહીં. તેથી માબાપે કહ્યું કે, હે પુત્ર, અમે પણ તારી સાથે દીક્ષા લેશું. એવી રીતે માતપીતાનું વ-

ચન સાંભળી ઉત્કંઠિત થઇ તે રાજા પાસે ગયો, અને પોતાની વાત કહી સંભળાવી. ત્યારે રાજાએ પણ કહ્યું કે, હું પણ તારીજ સાથે દીક્ષા લઈશ. ત્યારે ધનદે હર્ષથી રોમાંચિત થઈ કહ્યું કે, હે રાજા. ગૃહસ્થીપણામાં પણ આપ મારા સ્વામિ છો, તો આ શ્રામણ્યાવસ્થામાં પણ આપ મારા સ્વામિ થઈ મને આનંદ પમાડો ? પછી રાજાએ પોતાના પુત્રને રાજ્યાભિષેક કરાવી, રાજ્યપર બેસાડયો.' ધનદના પુત્ર ધનવહને નગરશેઠની પદવી આપી. પછી ધનદે, રાજાએ, ધનદના માતપિતાએ, તથા તિલકસુંદરીએ. આચાર્ય પાસે જઇ સાથે દીક્ષા લીધી. ઘણા કાળ સુધી શુદ્ધવ્રત પાળી; શુભધ્યાનથી ચવી સઘળા દેવલોકમાં ગયા. ત્યાં ઘણા કાળ સુધિ દૈવિક સુખ ભોગવી, પાછા માહવિદેહ ક્ષેત્રમાં મનુષ્ય જન્મ પામ્યા. ત્યાં ઘણા કાળસુધિ સમ્યક્ત્વસહિત શ્રાદ્ધધર્મ આરાધવા લાગ્યા. જિનેશ્વર પ્રભુની પૂજા સેવામાં પોતાનો કાળ નિર્ગમન કરવા લાગ્યા. વળી હમેશાં જિનવચનપર શ્રદ્ધા રાખી, યાત્રા આદિક ધર્મકાર્ય કરવા લાગ્યા. પછી એક દહાડો સુગુરૂની અમૃતસરખી દેશના સાંભળી વૈરાગ્યથી, ઉત્કંઠા લાવી સઘળાઓએ દીક્ષા લીધી. ત્યાં ઘણા કાળ સુધિ દીક્ષા પાળતા થકા ભવિક જીવને પ્રતિબોધ દેતા થકા પૃ-

થ્વીપર વિહાર કરવા લાગ્યા. અંતે કેવળ જ્ઞાન પામી સર્વે મોક્ષે ગયા.



## વસંત તિલકા છંદ.



એવું અરે ભવિકલોક તમેં વિચારિ ।
સર્વે થજો જિનમતે શુભ ભાવધારી ॥
જેથી ન મુક્તિકમલા દિલગ્નાસાથી ।
માલા તજે કમલપાણિતણી તમારી ॥ ૧ ॥
આ ધર્મકર્મ ફલમર્મ ખરો વિચારિ ।
ધારો ન સંશય વળી કદિ ખેદકારી ॥
ધારો કદી ધમદની સમ સંશયો જો ।
તો પામશોજ સુખદુઃખતણા સમૂહો ॥ ૨ ॥



इति श्रीमन्नूतननगरापराभिधानजाम नगरनिवासितत्वातत्वावबोधदुग्धसलिल भिन्नकर्मविध्येकराजहंससदृशश्राद्धवर्यहं सराजात्मजेनाल्पमतिहिरालालाभिधेन दुःखाम्भोभरनिर्भरभूरिभ्रमद्भीमदुष्टाष्टक र्मोत्तुङ्गतरङ्गदुस्तरदुर्वारासारसंसारापारपा-

रावारापरपारगमनार्थप्राप्तजगत्त्रयोत्तांसित-
तयशश्चारित्रप्रवहणस्य श्रीमगुद्रुमहारा-
जश्रीचारित्रविजयस्य सुप्रसादादस्य भ-
विकजीवधनदाभिधश्राद्धवर्यस्यजगज्जनसुख
बोधहेतवे संस्कृतगिरो गुर्जरभाषायां स्वा-
ल्यमत्या पवित्रचरित्रं मुनि वेदाङ्कचन्द्रैः परि-
मिते शुभवर्षे माघमासे कृष्णपक्षे नवमी
तिथौ बुधवासरे ऽयनिर्मीयत ॥ श्रीरस्तु



# अथश्री हीरालालविरचितं मोहन लालजिन्मुनिवराष्टकम्.



भविजनाम्बुजबोधदिवाकरो ।
लघु कुबोधतामिस्त्रगणापहः ॥
सुगुरुमोहनलालजिदाह्वयो ।
भवतु सोऽथ ममा तिविभूतये ॥१॥

ભાવાર્થ—ભવ્ય માણસોરૂપી કમળને વિકસ્વર કરવામાં સૂર્ય સમાન, તથા અજ્ઞાનરૂપી અંધકારનો તુરત નાશ કરનારા શ્રી મોહનલાલજી ગુરૂ મહારાજ મારી ચડતીને અર્થે થાઓ. ॥ ૧ ॥

विकसितं च मनोज्ञपदाम्बुज ।
मभिनवं किल यस्य सुखावहम् ॥
तद भिवर्ज्य परं न च सेवितुं ।
भविकचंचरिको हि समीहते ॥२॥

ભાવાર્થ—જે ગુરૂ મહારાજના વિકસ્વર થએલા, તથા સુખ આપનારા એવા ચરણરૂપી મનોહર નવાકમળને છોડીને આ ભવિકરૂપી ભમરો અન્યને સેવવાની ઇચ્છા કરતો નથી. ॥ ૨ ॥

**यस्यवाणीसुधाधारां।वदनेन्दोर्विनिर्गताम्॥**
**पीत्वाजरामरत्वंच।भजतेभविकोजनः॥३॥**

ભાવાર્થ—જે ગુરૂના મુખરૂપી ચંદ્રમાંથી નિ-
કળેલી વાણી રૂપી અમૃતની ધારાનું પાન કરીને
ભવ્ય માણસ અજરામર થાયછે. ॥ ૩ ॥

**गुरुत्वं सार्थकंयस्य । क्रोधादिसुभटायतः॥**
**ऊध्धृत्यदुर्गतौतेऽपिपातितुंतमनीश्वराः॥४॥**

ભાવાર્થ—આ મુનિરાજના "ગુરૂપણાને" હું
સાર્થક માનું છું. કારણ કે ક્રોધ આદિક સુભટો
પણ તેને ઉચકીને દુર્ગતિમાં પાડવાને અશક્ત થયા.
અર્થાત તેની પાસે ક્રોધ આદિક કષાયોનું કંઈ જોર
ચાલ્યું નહીં. ॥ ૪ ॥

**गुणागारेगुरावस्मि । निदंचित्रं तु भातिमे ॥**
**यतोमुक्तास्पदंमुक्त्वा।मुक्तसगंसमुत्सुकः॥५॥**

ભાવાર્થ—ગુણના ભંડારરૂપ એવા આ ગુરૂ
મહારાજમાં એક વાત મને આશ્ચર્ય ઉપજાવે છે. તે
એકે "મુકતના" સમૂહનો ત્યાગ કરીને પાછા તે
"મુકતના" સંગની ઈચ્છા રાખે છે. એ તો વિરોધ
થયો. પણ તેનો પરિહાર એમ છે જે, "મુકતના"
સમૂહને એટલે મોતીના સમૂહને અર્થાત દ્રવ્યને
છોડીને "મુકતના" સંગના એટલે મોક્ષે ગએલા
માણુસોના સંગની ઇચ્છા રાખે છે. ॥ ૫ ॥

तस्या थ सा श्मश्रुसितालकानां ।
श्रेणि र्विभातीह शुभा विशाला ॥
पराङ्मुखत्वं प्रमदासु वीक्ष्य ।
मुक्तेव मुक्त्या त्र कटाक्षमाला ॥६॥

ભાવાર્થ—તે ગુરૂ મહારાજની ડાઢી ઉપર રહેલી શ્વેત વાળની વિશાળ શ્રેણિ, જાણે કે હવે તે ગુરૂમહારાજની અન્યસ્ત્રીઓમાં લાલસા નથી એવું જોઇને, મુક્તિરૂપી સ્ત્રીએ કટાક્ષોની માળા મુકી હોય નહીં તેમ શોભે છે. ॥ ૬ ॥

चित्रं यदस्यांघ्रिसरोरुहश्रीः ।
शुभा बभूवा त्र न हीनलक्ष्मीः ॥
तस्या ननेन्दावुपरिस्थितेऽपि ।
महत्प्रभावो महतां हि मन्ये ॥७॥

ભાવાર્થ—વળી મને એક આશ્ચર્ય લાગે છે કે, આ ગુરૂ મહારાજના મુખરૂપી ચંદ્રમા પાસે છે, તો પણ તેના ચરણરૂપી કમળતો પ્રફુલ્લિતજ રહ્યાં. નહીંતર ખરૂં જોતાં ચંદ્ર ઉગ્યાથી કમળ તો બિડાઈ જવું જોઈએ. પણ અહીં તો તેથી ઉલટું જ થયું. માટે હું એમ માનું છું કે, મોટા પુરૂષનો મોટોજ પ્રભાવ હોય. ॥ ૭ ॥

**प्रविरचि तमिदंमया ष्टकंहि ।**
**गुरुवरमोहनलालभक्तिरूपम् ॥**
**नयगतिनिधिचन्द्रपूर्णवर्षे ।**
**वरमधुमासि हि वज्रचन्द्रनाम्ना॥८॥**

ભાવાર્થ—એવી રીતે ગુરૂમહારાજ શ્રી મોહનલાલજી મહારાજની ભકિતરૂપ આ અષ્ટક જામનગર નિવાસી શ્રાવક હીરાલાલે (હીરાચંદે) સંવત ૧૯૪૭ ના ચૈત્રમાસમાં બનાવ્યું છે. ॥ ८ ॥

**इति जामनगरनिवासिश्रावकहंसराजात्मजहीरालालविरचितं श्रीमोहनलालजिदभिधगुरुवरभक्तिरूप मष्टकं समाप्तम्**

**॥ इति ॥**



# વિજ્ઞપ્તિ.

સર્વ જૈન બંધુઓને નિવેદન કરવાનું કે કોઈ પણ સંસ્કૃત ગ્રંથનું ગુજરાતી ભાષાંતર કરાવવાની જેઓને આકાંક્ષા હોય તેઓએ નીચે સહી કરનારને પત્રદ્વારાએ અથવા જાતે મળી ખુલાસો કરવો.

નીચે જણાવેલાં પુસ્તકો અમારા તરફથી કીમત મોકલી આપતાં નીચે જણાવેલી જગાએ-માં મળશે.

| | કીમત રૂા. | પોષ્ટેજ |
|---|---|---|
| અમરદત્ત મિત્રાનંદ ચરિત્ર........ | ૦|≈ | ૦)− |
| હીરાલાલ કૃત સંગીત ચોવીસી...... | ૦)−॥ | ૦)॥ |
| મંગળકળશ ચરિત્ર | ૦)≡ | ૦)॥ |

કુમારપાળ તથા હેમાચાર્યજી મહારાજ ચરિત્ર (હવેપછી)

**પુસ્તકો મળવાનાં ઠેકાણાં**

મુંબઇ—અમારે ત્યાં ભીંડીબજાર પારસી સોરાબજીનીચાલીમાં
મુંબઈ—મી० ફતેચંદ કર્પૂરચંદ લાલન નીકા સ્ટ્રીટ ઘર નં ૮૪
જામનગર—શા० હંસરાજ શામજી ચોરીવાળા દેરા પાસે
તથા બીજા ગામોની જૈનશાળાઓમાંથી મળશે.

હીરાલાલ વિ. હંસરાજ જામનગરવાળા.

વક્તા—સભામાં ઉભા રહી છટાદાર ભાષણ કરવાના ઉત્તમ નમુનાવાળો આ ભાષણ કળાનો ગ્રંથ તેના યોજક મી० ફતેચંદ કર્પૂરચંદ લાલન અમારા સ્નેહી તરફથી થોડા વખતમાં બહાર પડશે. આગળથી ગ્રહણ થનાર પાસેથી પોષ્ટેજ સુધાં રૂ१)